

# સુંદર ઝવેરાત.

દોહરા.

पवित्रना प्रसरी रहो, लायक पुस्तक हाथ;
निपुणता सौ कार्यमां, सा'य त्रिभुवन नाथ.


રચનાર—

સોમેશ્વર શિવલાલ પંડ્યા.

રાયપુર—પીરડીપોળ ઘર નં. ૪૭૨૬—અમદાવાદ.



પ્રકાશક—

પ્રભુલાલ ત્રિભુવનદાસ પંડ્યા.

રાયપુર કાગવાડો ઘર. નં. ૭૭૮—અમદાવાદ.

પ્રત—૫૦૦૦ આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.





કિંમત ૦-૩-૦

# ज्ञान--बोध.

## દોહરા.

સમાર્ગી સુખ માણતા ધર્મ વાત સંભળાય,
જમનો ડર આવે નહિ જીવ્યું સફળ ગણાય.
ધન દારા પરિવાર સૌ આખર રે'શે દૂર.
ભવ સાગર તરવા અર્થે ધર્મ એક ભરપૂર.
કરવું તેવું પામવું ભણવું તેવું જ્ઞાન,
ભાગ્ય પ્રમાણે ભાવના અધિકાર સમ માન.
પ્રસંગ સ્નેહનું મૂળ છે સત સંગત લઇ બુધ,
ગડ વિણ મન આવે નહિ મતિ ભાડુ રહે અશુધ.
જન્મ થયો ત્યારથી વિંધ ધર્મ પ્રતિજ્ઞા સાથ,
જો પીવે પાણી નહિ ધિક થશે સૌ વાત
ખાવું પીવું બોલવું નહિ અંકુશ તલભાર,
સમજ વિવેક નીતિ તજે તે જીવને ધિક્કાર.
કુળ આચાર મળી ઘટે અક્કલ નક્કલ થઇ જાય,
પોતાનું સૂઝે નહિ ગરીબ ગોથા ખાય.
પરવશ જેનો જીવડો વનચરથી પણ નીચ,
જીવતર ધૂળધાણી થતા પડે નરકને કીચ.
નરનારી સાથે મળી ભજવે ઘરનું નાવ,
સમજે સર્વે સત્યતો પામે દેવનો ભાવ.
અનુપ નીતિ એટલું રાખે જો અભિમાન,
શિતળતા પામે અતિ અચિત ઓમ સમાન.

અસ્તુ ! ! !



# સુંદર ઝવેરાત.

दोहरा.

पवित्रता प्रसरी रहो, लायक पुस्तक हाथ;
निपुणता सौ कार्यमां, सा'य त्रिभुवन नाथ.

---

રચનાર—
સોમેશ્વર શિવલાલ પંડ્યા.
રાયપુર—પીપરડીપોળ ઘર નં. ૪૭૨૬—અમદાવાદ.

---

પ્રકાશક—
પ્રભુલાલ ત્રિભુવનદાસ પંડ્યા.
રાયપુર કાચવાડો ઘર. નં. ૭૭૮—અમદાવાદ.
પ્રત—૫૦૦૦ આવૃત્તિ ૧ લી.
સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.



કિંમત. ૦—૩—૦

# સુંદર ઝવેરાત મળવાનું ઠેકાણું.

(૧) શ્રી હરિહર આયુર્વેદિક ઔષધાલય-
ધાંચીનીપોળ સામે—અમદાવાદ

(૨) પ્રભુલાલ ત્રિભુવનદાસ પંડ્યા.
શ્રી આપારાવ ભોળાનાથ લાયબ્રેરી—
રાયપુર દરવાજા બહાર—અમદાવાદ.

(૩) જાણીતા બુકસેલરો.

શ્રી 'સત્યવિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે
છાપ્યું. પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

## સુંદર ઝવેરાત.

આ નાનકડા પુસ્તકની વળી પ્રસ્તાવના શી હોય ! હીરા, મણિ–માણેક, નીલમ વગેરે તેજોમય સુંદર ઝવેરાત–કે–જેમાં ઝવેરી પોતાનું દેહભાન ભૂલી જાય અને સમયે સમયે જીવન તરંગની પૂરવણીઓમાં એકકે અવાજે ચોક્કસ ભાવ આંકી આંકીને કહાય જીવન સર્વસ્વ અલૌકિક ગણી લે તો નક્કી વંદન કરવા જોગ છે.

સમયે જ ઉપજાવેલી અને સમયે જ ઉપયોગી ઝવેરાતની સુંદરતા નિર્દોષ આનંદકારી અને અઢળક દોલત જેવી છે. દરરોજ એક વખત જોવાથી અદ્ભુત વશીકરણ રૂપ છે. એથી જીવનમાં અમૂલ્ય ખોટ પૂરાય છે. લાયકનું લાયક ધન છૂટી નહિ પડે—લૂંટાઈ નહિ જાય એવી પૂરતી ખાતરી છે.

સજ્જનો ! જયજય ! મનોભાવ મનોબળ એક થતાં સુંદર ઝવેરાત કંઇ નવું–જુનું નથી. સમય સમયની મનહરણ માનવ શક્તિનો એ તનમનાટ છે. એટલે ભૂલભૂલામણી હોય પણ ઉમંગ ભરેલી જ રહેવી ઘટે છે.

| વિક્રમાર્ક ૧૯૭૫<br>આસો શુદી ૨—અમદાવાદ. | લી૦ સેવક.<br>સોમેશ્વર શિવલાલ પંડ્યા. |
|---|---|

# અર્પણ પત્રિકા.

હે પરમાત્મા !

સુંદર ઝવેરાતનો સર્વોત્તમ અધિકાર આપનો જ છે. વગર વિચાર્યે મનુષ્ય શ્રીમંતો તરફ દોરાય પણ શ્રીમંતોના શ્રીમંત તો આપજ છો. ઝવેરાતમાં સુંદર ઝવેરાત પણ આપ છો. જગ જાહેર ખબરોમાં આપજ જગત્‌માં શ્રેષ્ઠ છો. જગત્ અને જગત્‌ની બહાર સર્વત્ર આપનીજ લીલા છવાઈ રહેલી છે. જ્યાં ત્યાં આપજ યોગ્ય જણાઓ છો તો નાહક સ્વતંત્રતા વેચી અમંગળ શા માટે કરૂં ?

આપે સરસ યોગ આપ્યો. આપની કૃપામાં આ અણુ-ધાર્યું કામ મહત્ત્વનું ગણાયું. જીવનમાં અનુભવની અપૂર્ણતા માલૂમ પડી ગઈ. આત્માનું અગાધબળ ન સમજાય તે સમજાયું. સમય સમયનો ઘડાએલો અનુભવ એકઠો થયો. યોગ્ય કે અયોગ્ય તે આપ જાણો; પણ સુંદર ઝવેરાત મારી અખૂટ દોલત છે. આપે આપી છે અને આપને અર્પણ કરતાં કંઈફરૂ મારૂં તો નથીજ.

ભલે લોકો વિચારે કે ન વિચારે, ભલે માને કે ન માને, તે આપ જાણો. મારે તેમાં લેવા દેવા નથી; પણ અનન્ય સ્નેહભાવે આપના ચરણકમળમાંજ આ સુંદર ઝવેરાત અર્પણ થાય છે તેથી મને અલૌકિક આનંદ થાય છે. तथास्तु !!!

લી० દાસાનુદાસ.

**સોમેશ્વર શિવલાલ પંડયા.**

રાયપુર પીપરડીપોળ ઘર નં. ૪૭૨૯.

અમદાવાદ.

# સુંદર—ઝવેરાત.



(૧) શાંત પ્રેમાળ અંતઃકરણની ઉત્તમ અભિલાષાઓમાં સુંદર ઝવેરાત પ્રાપ્ત થાય છે.

(૨) વ્યસન માત્રથી દૂર રહેવું જોઇએ.

(૩) અસત્ય ભાષણથી દૂર રહેવું જોઇએ,

(૪) અસહ્ય આપત્તિઓમાં ધર્મ—સત્યથી ભ્રષ્ટ ન થવું.

(૫) કોઈ સાથે વૈરની લાગણી ન રાખવી.

(૬) પરસ્પર મિત્ર ભાવથી જોડાવું અને શત્રુના પણ મિત્ર થવું.

(૭) સ્થિર ગંભીર મન અને શાન્તપણું એ ગૃહસ્થાઇનાં લક્ષણ છે.

(૮) મીઠું બોલનારા કરતાં ખાટું બોલનારાનો સહવાસ મલીનતા હરે છે.

(૯) દેહાભિમાની માણસવડે ઈશ્વર ઓળખાય નહિ.

(૧૦) અધર્મવડે ચાલતાં મનુષ્યનું અંતઃકરણ શંકાશીલ અને ડરતું રહે છે.

(૧૧) દુર્જનને સજ્જન ગણી સેવવાથી કદી માન મળેજ નહિ.

(૧૨) સાચા-શૂરવીરો હંમેશ સ્વતંત્રતાજ ઇચ્છે છે, ખુશામત નહિ.

(૧૩) પરધર્મી-પરદેશીની નકલ કરતાં તેના સદ્‌ગુણોની જ નકલ કરવી.

(૧૪) સંપત્તિ હોય, વિદ્યા હોય, વિનય હોય પણ નીતિ અને સત્સંગ વિના નકામું સમજવું.

(૧૫) ડાહ્યો હોય બુદ્ધિશાળી હોય પણ નિરૂદ્યમી હોય તો કદી જશ પામતો નથી.

(૧૬) સ્વદેશ પ્રેમ સ્વદેશ સેવા અને સ્વદેશ હિતમાં જ્યાંસુધી મન પરોવાયું નથી ત્યાંસુધી ખરી ઉન્નતિ નથી.

(૧૭) કડવું વચન ઝેરી શસ્ત્ર કરતાં પણ અધિક ઘા પાડે છે જે કદી રૂઝાતોજ નથી.

(૧૮) કુદરત ગુનેગારને જરૂર સજા કરે છે. તેના સામ્રાજ્યમાં માફી પત્ર ચાલી શકતું નથી.

(૧૯) ન્યાયનો ગેર ઉપયોગ કરવાથી કદી જશ મળતો નથી

(૨૦) લોક પ્રેમ ઇચ્છનારે લોકહિતનાં કાર્યો જીંદગીના જોખમે પણ કરવાં.

(૨૧) સત્યવાદી મનુષ્યો દુશ્મનને પોતાનું મોત કહેતાં પણ અચકાતા નથી.

(૨૨) નિર્બળ મનુષ્યોજ દુઃખનો શોક કરીને શત્રુને હરખાવે છે.

(૨૩) શત્રુને સંકટમાં સહાય કરવાથી તે આપણા મિત્ર બની રહે છે.

(૨૪) અધર્મથી ભેગું થએલું ધન અધર્મમાંજ વપરાય-છે પણ પરમાર્થમાં નહિ.

(૨૫) અધર્મીને જેમજેમ સુખ મળે તેમ તેમ તે વિશેષ અધર્મ કરે છે.

(૨૬) શત્રુને આશ્રયે રહી જે પેટ ભરે છે તે ખરેખર નીચથી નીચ છે.

(૨૭) બીજાનું દિલ દુઃભાવી ધન મેળવી જે ધર્માદા કરે છે તે અફળ છે અને પોતાનોજ ધર્મ હારે છે.

(૨૮) કોઇની પડી ગએલી વસ્તુ જડે તો તેના ધણીને સોંપતાં રકઝક કરવી નહિ.

(૨૯) રજા વગર કોઈની કોઇ વસ્તુ લેવાનો આપણને હક નથી.

(૩૦) નિર્ભય સ્થાન ન મળે ત્યાં સુધી આપણી મુસા-ફરી ચાલુ રહેવી જોઇએ.

(૩૧) હંમેશ યાદ રાખવું કે અનીતિથી ચાલતાં જીવલેણ શત્રુઓ વડેજ આપણી જીંદગી પોષાય છે જેનું ફળ અકાળ મૃત્યુ છે.

(૩૨) આપણે ન્યાયસર ચાલીશું તો વિરોધીઓ આપણા આગળ રાંક સમજવા.

(૩૩) કહ્યું ન માને તેને શિખામણ દેવા જવાથી મર્યાદા ઘટે છે.

(૩૪) ઉન્નતિ ઇચ્છનારે સત્ય સદાચાર અને પ્રેમથી દરેક કામ કરવું.

(૩૫) હરામ દાનતથી હાથમાં લીધેલું કામ ફોકટ થતાં પસ્તાવો કરનારને અનેકવાર ધિક્કાર છે.

(૩૬) જય વગર નિરાંત નથી અને જય પછી પણ શાન્તિ નથી. અનંત જીંદગી સુધી અનંત જય પરાજયમાં કામગરા થવાનું વલણ મટી જાય તો જ નિરાંત છે.

(૩૭) અચાનક આવી ચઢેલા યાત્રાળુની સગવડ સાચવવામાં ઘણું પુણ્ય છે.

(૩૮) શાસ્ત્રથી દેવ સાક્ષીએ લગ્ન કરારો કબૂલ કર્યા પછી દંપતી તે કરારો બરોબર પાળી શકે નહિ તો તેની પ્રજા વર્ણસંકર બને છે.

(૩૯) સારી સ્થિતિ અને છત છતાં જેઓ પોતાનું દેવું ભરી પૂરીને આપે નહિ તેઓને નાદાર સમજવા.

(૪૦) વાણી અને કર્મ વડે થતાં પાપો કરતાં મનવડે થતાં પાપો વધારે ભયંકર છે.

(૪૧) સાંકડા મનવાળો અધિકારી તાબાનાં માણસની સાચી દલીલો તરફ નહિ પણ હંમેશ પોતાનું અધિકારપણું બતાવી વિશાળક્ષેત્રને ટૂંકું કરવામાં જ મઝા માને છે.

(૪૨) જેઓ ઘણુંઓનું ભલું કરવાની વૃત્તિવાળાં હોય છે તેમને નિરંતર કામ અને મુશીબતોની સામે થવું પડે છે.

(૪૩) જે પોતાના જીવનમાં, સકલસૃષ્ટિનું જીવન તેજ મારૂં જીવન છે અને મારૂં જીવન તે મારૂં નહિ પણ સકલ સૃષ્ટિજ છે એમ જાણી શકયો નથી તે સાચો પરોપકારી શી રીતે થવાનો અને યોગ નિરાંત કયાંથી મેળવી શકનાર છે?

(૪૪) ફત્તેહ, લક્ષ્મી મેળવવામાં કે સંગ્રહ કરી જાણવામાં નથી પણ છૂટા હાથે નિડરપણે જીંદગી અને તેની બક્ષિસો યોગ્ય સ્થળે વહેંચી દેવામાંજ કાયમ છે.

(૪૫) વ્યસનીને દાન આપવું એ ધર્મમાં વ્યસન દાખલ કરવા બરોબર છે; કેમકે—વ્યસની ધર્મ સાચવી શકતો નથી અને આપેલા દાનનો ખોટો ઉપયોગ જરૂર હાનિકર્ત્તા છે.

(૪૬) આસપાસ ગરીબોના ઉષ્ણુ નિઃશ્વાસો અને કરૂણ

વિલાપો જોઈ–સાંભળીને પણ જેનું હૃદય પાષાણ જેવું રહે તેને માણુસ જેવો ગણો તોપણ શું ?

(૪૭) આવેશનો અમલ કરતાં પહેલાં પક્કો વિચાર કરો, નહિ તો તમારો આવેશ તમને ડૂબાવશે.

(૪૮) તરંગી માણુસ રીતસર આગળ વધી કંઈ નવું કરી શકતો નથી પણ પોતાનું હોય છે તે પણ ગુમાવે છે.

(૪૯) જે માણુસ પોતાના દુર્ગુણો પ્રત્યક્ષ જુએ છે પણ તેથી દૂર થતો નથી તે માણસાઇ વિનાનો થાય છે.

(૫૦) અંતઃકરણની ખરેખરી ખુશાલી કે વેદના માણુ-સની કલ્પનાને જાગ્રત્ કરે છે અને દુષ્ટબુિદ્ધનો ધિક્કાર કરે છે

(૫૧) કરારની જવાબદારી નીતિસર ન પાળી શકાય તેમ હોય તો કોઇ કરારમાં ઊભા રહેવું નહિ.

(૫૨) છતી શકિત અને ચાલતા વ્યવહારે પણ જેઓ ધર્માદાનું ખાવાની ઇચ્છા કરે છે તેમનો નિર્વંશ જાય છે.

(૫૩) અજાણ્યે થએલું પાપ જ્યારે સમજાય ત્યારે ઉપ-વાસ કરી તેનો ખુબ વિચાર કરવો અને અંતઃ-કરણ સારૂં બનાવવું.

(૫૪) જો કોઇ સ્થાન માટે લાયકાત મેળવવા ઇચ્છો તો

તેમાં કેટલું જોખમ છે તે ચોક્કસ મેળવી રાખો.

(૫૫) કોઇપણ બાબતમાં તમારો મત જાહેર કરો તે વખતે તમે તે બાબત છો અને એક અંતઃકરણ સાથે પરમાત્મા સિવાય તમારા સમક્ષ જાણે કોઇ છેજ નહિ એટલું ખાસ યાદ રાખજો.

(૫૬) ઉપરી આપણું માન સાચવી ભૂલો સુધારવા કહે તેમાં બેદરકાર થવું નહિ.

(૫૭) વારંવાર કહેલી શિખામણો પણ દરકારે નહિ તે ધિક્કારને પાત્ર થાય છે.

(૫૮) સ્ત્રીની હલકી બુદ્ધિ પ્રમાણે ચાલનારનો કદી વિજય થતો નથી.

(૫૯) દુશ્મન આપણું બૂરૂં બોલે છે એ જોતા ફરવું નહિ.

(૬૦) દુષ્ટ માણસને સુધારવા જતાં તે દુશ્મનાઇ કરે છે તેથી સહનશકિત મેળવીનેજ તેમ કરવા પ્રવૃત્તિ કરવી.

(૬૧) સત્ય ઓળખી શકાય નહિ ત્યાં સુધી કોઈને પોતાનું ગણી શકાય નહિ.

(૬૨) લક્ષ્મી કીડી વેગે આવે છે અને હાથી વેગે ચાલી ચાલી જાય છે. અસત્ય અનાચાર અને ઉદારતાનો લોપ થતાં પોતાની લક્ષ્મી પોતાનેજ તજી જાયછે.

(૬૩) સત્ય સદાચાર અને પ્રેમ વડે પરમાત્મા નજીકમાં

આવે છે અને ગએલું સર્વસ્વ વ્યાજ સાથે મેળવી આપી આપણામાં સૌથી શ્રેષ્ઠ બનવાનો પ્રયાસ કરાવે છે.

(૬૪) મુશ્કેલી એજ માણસની નવી દિશા છે, છતાં જે મુશ્કેલીમાં પોતાનો ધર્મ છોડી દે છે અને સત્યની સામી બાજૂમાં દોરાય છે તેનો કદી વિજય થતો નથી.

(૬૫) જેના સલાહકારો હલકી બુદ્ધિના હોય છે તેના હાથે એવાં કામ થઇ જાય છે કે જ્યાં ત્યાંથી ફીટકાર થાય અને સારી આશાઓને પાતાળમાં સંતાઇ જવું પડે.

(૬૬) કુટુંબ કલેશ વહોરી લઇ કોઇ સુખી થયું નથી. ત્રિલોકમાં અનાદિકાળથી એમજ સિદ્ધ છે કે કુટુંબ કલેશ હયાતિ આબરૂ અને લક્ષ્મીથી સદા આપત્તિમાં રાખે છે.

(૬૭) બક્ષિસ વસ્તુ પાછી લેવા જતાં ધર્મહાનિ, અર્થહાનિ, કામહાનિ અને મોક્ષહાનિ અવશ્ય થાય છે કોઇપણ પુરૂષાર્થમાં તેથી વિજય થતો નથી, અને અંધકારમાં સત્ય સમજવું ઘણું મુશ્કેલ થઈ પડે છે.

(૬૮) મનુષ્ય દેહ ફરી ફરી મળતો નથી. પરમાત્મા પુણ્ય-

વડે ઉંચે લઈ જાય છે પણ પાપનો પ્રવેશ થતાં નક્કી નીચે ફેંકી દેછે. હરકોઈ સ્થળે એ પ્રમાણેજ બને છે.

(૬૯) જેઓ મૂએલાનાં છિદ્ર ખોળી તેના નામપર કાળાશ લાવવા મથે છે તેઓને હલકામાં હલકા સમજવા.

(૭૦) આળસ અને નવરાશ તન મનમાં ઝેર જેવી અસર કરે છે.

(૭૧) જેઓને પોતાના હકનું અનાજ પચી શકતું નથી એટલે જેઓ પારકા વડેજ પેટ ભરવામાં હંમેશ મઝા માનતા હોય તેઓની બુદ્ધિવડે એકદમ દોરાવું નહિ.

(૭૨) સીધે રસ્તે ચાલનારે જે જે આડા રસ્તાઓ આવતા હોય તેની બીલકુલ દરકાર ન કરવી જોઇએ.

(૭૩) આપણી દરેક આશાઓ ફળતી નથી પણ જે વ્યાજબી હોય તેટલીજ ફળે છે.

(૭૪) નકામા વિચાર કરવાની ટેવ રાખવાથી વિચારવાયુનો રોગ લાગુ પડે છે.

(૭૫) સંયમીજ સત્યાગ્રહી થઇ શકે છે.

(૭૬) ચોક્કસપણે વિચાર કરવાથીજ જાતદોષ નજરે પડે છે.

(૭૭) ખરેખરી મુશ્કેલીમાં હોય ત્યાં સુધીજ દુષ્ટ માણસો

પોતાનો સારો દેખાવ કરે છે.

(૭૮) પાપ કરતાં પહેલાં અને પાપ કર્યા પછી માણસને તેનું અંતઃકરણ નક્કી ડંખે છે.

(૭૯) નકામા વિચાર કરનાર—ગપ્પાં હાંકનારા માણસો કામગરા હોતા નથી.

(૮૦) જે પોતાની જાતની—ધર્મની દરકાર કરતો નથી અને છેક હદપાર જાય છે તેજ નરપિશાચ ગણાય.

(૮૧) પક્ષપાતીને હંમેશ ધાસ્તીમાં રહેવું પડે છે.

(૮૨) સાધનો સબળ કર્યા વગર એકદમ વિચારને અમલમાં મૂકવાથી જો કંઈ ફળ થતું હોય તો તે એક પ્રકારની ખાલીખમ પ્રવૃત્તિની નિર્બળતાજ છે.

(૮૩) અમુક ધોરણ ઘડી લેવામાં અને અમુક આમ બનશે એવી આશામાં ગોથાં ખાવાં એ સુજ્ઞ માણસનું કર્ત્તવ્ય નથી તેમ દીર્ઘદૃષ્ટિ પણ નથી.

(૮૪) તક સાચવવી એજ ઉત્તમપદ મેળવવાની કુંચી છે.

(૮૫) વખત જતાં સગપણ ફેરવનાર માણસ નથી પણ હેવાન છે.

(૮૬) ભૂલ કરવી સહેલ છે પણ ભોગવવી મુશ્કેલ છે.

(૮૭) સ્થિતિના ફેરફારથી સગાઇને સંબંધ નાશ પામે છે.

(૮૮) દરરોજ સૂતા પહેલાં રોજમેળ બરાબર તપાસીને સૂઇ રહેવું જોઇએ.

(૮૯) જે માબાપો પોતાનાં બાળકોને સાર્વજનિક કામમાં ભાગ લેતાં અટકાવે છે તેઓ સમાજ શત્રુ ગણાય.

(૯૦) કામ ન હોય તેને નજર આગળથી દૂર કરશો અથવા તમારી નજર તેનાથી દૂર રાખશો.

(૯૧) જે સ્ત્રી પોતાના પતિને ચહાતી નથી તેણે લગ્ન કર્યું નથી પણ રમત કરી છે એમ સમજવું.

(૯૨) પ્રેમ વિના પતિ પત્નિનો અરસપરસનો હક નક્કી વિનાશરૂપ બને છે.

(૯૩) સ્ત્રીએ પતિને પ્રસન્ન કરવાની જવાબદારી ન લીધી હોય તો લગ્ન કરતાં દુર્દશાજ વહોરી લીધી છે.

(૯૪) દેહલગ્ન સ્વાર્થવૃત્તિ–પશુવૃત્તિનો છંદ છે પરંતુ આત્મીયલગ્ન પરમાત્માની અભેદ જયવાટિકા છે કે જેની સુગંધ સ્વર્ગીય સુખ તરફજ હંમેશ હોયછે.

(૯૫) ઋતુ પ્રાપ્તિ વગર સ્ત્રી પુરૂષનો વિહાર વ્યભિચાર જ છે. કુદરતી ધર્મને ઓળંગી સ્વચ્છંદ સેવનાર નક્કી વિનાશ તરફજ વળે છે.

(૯૬) નઠારા પાડોશમાં રહેવું એ આયુષ્યનો નાશ કરવા બરોબર છે.

(૯૭) સ્વમાન ભૂલીને કાર્ય સાધનાર નકકી નિરાશાજ પામે છે.

(૯૮) પોતાના સંબંધમાં થએલી ભૂલ સુધરાવવા અનુ–

ફૂળ સમયની રાહ જોયા કરવી.

(૯૯) પતિના કહેવા મુજબ નહિ ચાલતાં નકામો બડ-બડાટ કરનારી સ્ત્રીઓ શત્રુ સમાન છે.

(૧૦૦) તાબાનાં માણસોની ખરેખરી દાઝ નહિ જાણનાર ઉપરીના હાથ નીચે રહેવું તે જીંદગીને જોખમમાં નાખવા જેવું છે.

(૧૦૧) વિવેક વિના કરેલા સર્વ ઉપાયો નિષ્ફલ છે.

(૧૦૨) સ્નેહી અને સ્નેહ એ પ્રસંગનુંજ કારણ છે.

(૧૦૩) પારકી કે પોતાની બાબતમાં સંપૂર્ણ લક્ષ ખરેખરી મુશીબત વગર દોરાતું નથી.

(૧૦૪) સાહસ કરનાર પોતાનું ગુમાવે કે મેળવે પણ અવશ્ય નામધારી તો બનેજ.

(૧૦૫) હિંમત અને મગરૂરી વગર સ્વતંત્ર થવાતું નથી.

(૧૦૬) દરેક વાતે નિપુણતા હોય પણ ભાગ્ય વિના કંઈ બની શકતું નથી.

(૧૦૭) જ્યારે ધારેલી ધારણા સફળ થાય ત્યારે બડાઈ ન મારતાં ઇશ્વરનો ઉપકાર માનવો.

(૧૦૮) શુકન કે અપશુકન અવશ્ય પોતાનો ભાવ ભજવેજ.

(૧૦૯) દરેક ખાધ પૂરી શકાય પણ ભણતરની ખાધ પૂરાતીજ નથી.

(૧૧૦) સ્ત્રીઓને જંગલી અને દુઃખી રાખવાથી સુખશાંતિ

અને સંપત્તિનો નાશ થાય છે અને દેશ પાયમાલ થતો જાય છે.

(૧૧૧) સ્ત્રી કેળવણી એજ સમાજનો સાચો ઉદય છે.

(૧૧૨) મર્યાદા તૂટતાં લાગણી નાશ પામે છે.

(૧૧૩) આપણી થાપણ ઉપર વિશ્વાસ રાખીને કદીપણ ઉદ્યમનો ત્યાગ ન કરવો.

(૧૧૪) જ્યારે ધારેલી ધારણા સફળ થાય ત્યારે આનંદનો પાર રહેતો નથી.

(૧૧૫) ફતેહ મેળવવા માટે નવ્વાણું ટકા તો વતરૂંજ હોય છે.

(૧૧૬) નિર્મળતા અને દયા જ્યાં વસે છે ત્યાંજ વિશ્વંભરનો વાસ છે.

(૧૧૭) ઘણા ઘણા સહવાસથી સંબંધીઓ પણ વખતે દુશ્મન બને છે.

(૧૧૮) સ્નેહની પ્રબળતા રૂપગુણની દરકાર કરે નહિ.

(૧૧૯) પ્રેમ ધિક્કારનું સ્વરૂપ પકડે છે ત્યારે તેને કાંઈ પણ હદ રહેતી નથી.

(૧૨૦) જૂલમી સત્તાધારીઓ વિલક્ષણ ખૂની હોય છે. કારણ:–સત્તાના લોભમાં ખરી સ્થિતિ જોઈ શકતીજ નથી.

(૧૨૧) શારીરિક અને માનસિક ઉન્નતિનો આધાર આત્માની ઉન્નતિ ઉપર રહેલો છે.

(૧૨૨) સત્તા વગરની નોકરી નકામી છે અને પરાધીનતા સળગતી ચિંતા છે.

(૧૨૩) દુનિઆનાં અમૂલ્યમાં અમૂલ્ય સ્વરૂપો અને મનોહર અનેક લીલાઓનું મહાસૂત્ર આનંદનું સ્વરાજ્ય છે.

(૧૨૪) ખરેખર પ્રેમબળની શુદ્ધતા ત્રિભુવનનું અજબ વશીકરણ છે.

(૧૨૫) સંસાર ચક્રની ગતિ અને અનુપમ સુંદરતા પ્રેમબળને આધારે આધારેજ રહેલી છે.

(૧૨૬) ગમે ત્યાં ગમે તેવી સ્થિતિ અને સંજોગોમાં પણ હૃદયનો શુદ્ધ પ્રેમ ખરેખર સ્વર્ગ સુખથી પણ અધિક છે.

(૧૨૭) વસ્તુ માત્રનું ખેંચાણ અને ચઢ ઉતરનો બધો આધાર પ્રેમની અવધિ કે તંગી ઉપરજ હંમેશ હોય છે.

(૧૨૮) સ્નેહ, સંબંધ. જીવન એ સૌ પરમાત્માની વિલક્ષણ ગતિ છે.

(૧૨૯) અંતરાત્માની તરવરતી ઇચ્છાઓજ બધે વિજયવાન હોય છે.

(૧૩૦) છેક અધમતાને પણ પરમાત્મા નક્કી સુધારે છે.

(૧૩૧) અલૌકિક ઇશ્વરી પ્રેરણાવડેજ આપણે સુખી વા દુઃખી હોઇએ છીએ.

(૧૩૨) ધન સંપત્તિ પ્રાપ્ત થવી ન થવી પુરૂષાર્થમાં નહિ પણ દૈવવશાત્ છે.

(૧૩૩) સ્થિતિ સ્થળ અને સંજોગો પ્રમાણે જય પરાજય રહે છે.

(૧૩૪) વ્યભિચારીઓ સ્વધર્મ–આત્મબળથી નક્કી હણાએલા જ હોય છે.

(૧૩૫) જો ઢચું પચું મન હોય તો કોઇપણ સાહસ ન કરશો.

(૧૩૬) સાહસ કરનારે આત્મબળ પર પૂરેપૂરો વિશ્વાસ મેળવવો જોઇએ.

(૧૩૭) નવા ધંધાની શરૂઆતમાં અનેક મુશ્કેલીઓ આવે તો પણ ડરવું નહિ.

(૧૩૮) સમય–કળવકળ અને તક સાચવતાં કોઇપણ મુશ્કેલી દૂર થઇ જાય છે.

(૧૩૯) અસાવધપણે લાંબા લાંબા વિચાર કરવામાં બીલકુલ અર્થ સધાતો નથી.

(૧૪૦) મેદાનમાં તેનોજ ડંકો વાગે કે જેની પાસે પૂરતી સામગ્રી અને ઘટતો ઉપયોગ છે.

(૧૪૧) જેનું કામ ઢીલમાં પડે છે તેનું નશીબ પણ ઢીલું.

(૧૪૨) નવા ધંધામાં એકદમ પૈસાવાળા થઇ જવાની ઇચ્છા ન રાખવી.

(૧૪૩) માણસો ગમે તેમ કહે પણ જે માર્ગ સુલભ

જણાય તેનો ત્યાગ કરવો નહિ.

(૧૪૪) શુદ્ધભાવના અને એક દિલથી થતાં કામોમાં દૈવી મદદ અવશ્ય હોય છે.

(૧૪૫) ઉત્તમ કાર્યોમાં આત્મભોગ આપવાથી કદી નાશ ન પામે એવી સુંદરતા પ્રાપ્ત થાય છે.

(૧૪૬) શુદ્ધ અંતઃકરણની ગુપ્ત વાતો પરમાત્મા જલદી સાંભળે છે.

(૧૪૭) ઘણાં કામોમાં ગુંથાઇ રહેનારા જીવનના વાસ્તવિક માર્ગોમાં ઘણા અજાણ હોય છે.

(૧૪૮) દુનિઆની સઘળી મુશીબતો વખત જતાં પ્રસાર થઇ જાય છે.

(૧૪૯) માયાળુપણું એ વશ કરવાનો ઉત્તમ માર્ગ છે.

(૧૫૦) તિરસ્કાર તિરસ્કારનો વધારો કરે છે પરંતુ પ્રેમ પ્રેમને જીતે છે.

(૧૫૧) એક અશ્રુબિંદુ સો દૂરબીનની ગરજ સારે છે.

(૧૫૨) ભૂખ તરસ અને ઉજાગરા કરી કરીને ખુવાર થવું હોય તો સટ્ટો–જુગાર–અને ગુણિકા ગૃહ તરફ જજો.

(૧૫૩) મુદ્દા વગર ભારે સાહસ ખેડવાથી કવચિત્ લાભ બાકી પાયમાલીજ હોય છે.

(૧૫૪) સ્વર્ગીય સુખ મેળવવા ક્ષુદ્ર બંધારણોનો ત્યાગ કરવામાંજ ખરો આનંદ છે.

(૧૫૫) જ્યાં ત્યાં પોતાનું દુઃખ રડવાથી કશો લાભ નથી.
(૧૫૬) બાહુબળ, મનોબળ અને સાહસથી અનેક મહાન કામ થઇ શકે છે.
(૧૫૭) નબળો સમય આવે ત્યારે પવિત્ર ધર્મનો ત્યાગ કરવો નહિ.
(૧૫૮) ખુશી અગર નાખુશીથી જે માણુસ પોતાની સ્વતંત્રતા વેચે છે તેઓ જીંદગીભર દુઃખીજ થાયછે.
(૧૫૯) ધીર-વીર પુરૂષો સંકલ્પ સિદ્ધિ મેળવે છે ત્યારેજ જીવનની સફળતા માને છે.
(૧૬૦) પ્રભુના નામે ઠગાઈ કરનારા ભૂંડા હવાલે નાશ પામે છે.
(૧૬૧) જીંદગીમાં એક એવું કામ કરો કે તે અમરરહે.
(૧૬૨) ગરીબ કે તવંગરનો ભેદ સર્વ સ્થળે છે.
(૧૬૩) ન્યાય સર્વમાન્ય હોય છે એક તરફી નહિ.
(૧૬૪) પુરાવા વગર ગુનો શોધી કાઢવો એમાંજ ખરૂં ડહાપણ છે.
(૧૬૫) દરેક માણુસ બીજાની યોગતા પોતાના અનુભવ મુજબ આંકી શકે છે.
(૧૬૬) ટંટો થવાનું કારણ મળે ત્યાં સાવચેત રહી સલાહ શાંતિ રાખંજો.
(૧૬૭) મહાવરા વગર શિખેલું સર્વ વ્યર્થ જાય છે.
(૧૬૮) અન્યાયની સામે ન થવાય ત્યારે રડવું એ

કાયરપણું છે.

(૧૬૯) અન્યાયની સામે અન્યાયથી નહિ પણ ન્યાયથી જય મેળવવા તૈયાર થવું.

(૧૭૦) શત્રુના સ્થાનમાં કદી નિરાંતે સૂવું નહિ.

(૧૭૧) એકદમ પૂરતો વિશ્વાસ કોઈ માટે ધારી લેવો નહિ.

(૧૭૨) સાચો વિશ્વાસ મેળવીનેજ ગુપ્ત વાતો પ્રગટ કરવી.

(૧૭૩) જાતે સાચા થઇ કરી બતાવશો તોજ તમારો બોધ ટકાઉ અને વિશ્વાસપાત્ર થશે.

(૧૭૪) આગળ વધવા માટે સહનશકિત અને પ્રવૃત્તિ કાયમ રહેવી જોઇએ.

(૧૭૫) કોઇપણ હુન્નર કળા શિખવા માટે ઉસ્તાદની મહેરબાની મેળવવી જોઇએ.

(૧૭૬) ઉત્તમ કળા–કૌશલ્ય એજ ઉન્નતિનું શ્રેષ્ઠ પદ છે.

(૧૭૭) જેઓ પોતાના કારીગરો તરફ સાચા ભાવથી જોતા નથી તેઓ દેશને નિર્ધન બનાવે છે.

(૧૭૮) નકામી વાતો વડે નવરાશનો વખત ગુમાવતાં નક્કી ખરા કામમાં લૂંટ પડે છે.

(૧૭૯) ઉપરનો સ્નેહ રાખી ગરજ સુધીજ સ્નેહી બનનારા મતલબીઆ સાથે ચેતીને ચાલવું.

(૧૮૦) અભિમાન અને પરનિંદાથી દૂર રહી ઉદ્યમમાં પરોવાએલું ચિત્ત રહે તો નક્કી ભાગ્યોદય સમજી લેવો.

(૧૮૧) જમાખર્ચનો હિસાબ નહિ રાખનારા સાથે વિચા-
વિચારીને પ્રસંગ પાડવો.

(૧૮૨) જો તું પ્રપંચ કરવામાં સામેલ હોય તો તે ખુલ્લું
કરી તારે આનંદ માનવો નહિ.

(૧૮૩) અભિમાનીને અભિમાનનો ઉભરો ચઢયો હોય
ત્યારે તેના હરીફ બનવું નહિ.

(૧૮૪) હલકા સ્વભાવના માણસને સાચી શિખામણ પણ
હલકીજ લાગે.

(૧૮૫) સારા માણસનો કહેવાનો હેતુ સમજ્યા વગર એ-
કદમ ટકટક કરવું નહિ.

(૧૮૬) પોતાના હિત માટે કંઇ કહે તે કડવું લાગે તો
પણ શાંતિથી સાંભળવું અને તે પ્રમાણે ચાલવું
જોઇએ.

(૧૮૭) મરતાં સુધી પણ જેનાથી માયા છોડાઇ નહિ તેનો
જન્મ વૃથા છે.

(૧૮૮) વિચારને કલ્પનાઓનો કદી અંત આવતોજ નથી.

(૧૮૯) સુખના દિવસો કરતાં દુઃખના દિવસો લાંબાજ
હોય છે.

(૧૯૦) ભાઇબંધો એવા કરો કે વારંવાર આપણા દોષો
આપણી નજરે ખડા કરે.

(૧૯૧) બાર વગાડી અગીઆરા ગણનાર મિત્રોથી દસ ગાઉ
દૂર રહેજો.

(૧૯૨) બદલો મળવાની ઈચ્છાથી કામ કરો તે વ્યવહાર છે—પરોપકાર નથી.

(૧૯૩) દુઃખનો પ્રહાર થતાં જેઓ ખુબ બૂમરાણ કરી મૂકે છે તેઓ કાચા જ્ઞાનવાળા છે.

(૧૯૪) ઘા રૂઝે છે પણ ડાઘ પડેલો કાયમ રહે છે.

(૧૯૫) તેજ માબાપો શત્રુ છે કે પોતાનાં બાળકોને હલકા ગુણો શિખવામાં મદદ કરે છે.

(૧૯૬) જ્યારે વખત ન જાય ત્યારે ઇશ્વર ભજન તરફ ચિત્ત લગાવો.

(૧૯૭) નિર્મળ મન થયા વગર કુદરતી લીલાનો ખરો આનંદ નથી.

(૧૯૯) જેમ વધારે કોમળ થવા માગશો તેમ વધારે દુઃખ વેઠવાનું થશે.

(૧૯૯) સારામાં સારૂં જીવન જોવું હોય તો શત્રુપણું છોડી દઈ નિડર થઈ ફરો.

(૨૦૦) ઝેરી નાગનું ઝેર કે તેને વશ કરનાર મોરલી જેવું મીઠું અમૃત જીભમાં પણ છે.

(૨૦૧) જગતની કોઇપણ વસ્તુ રસ વગરની નથી.

(૨૦૨) જે પોતાના જીવનમાં રસ જોતો નથી તેને આખું જગત રસ વગરનું દેખાય છે.

(૨૦૩) ઉપાધિ ક્યાં ક્યારે કેવી રીતે અને કેટલી આવશે તે કોઇ જાણી શકતું નથી.

(૨૦૪) મોંઘામાં મોઘુ મરણુ છે જે લાખખો અબજો વડે પણ અટકાવી શકાતું નથી.

(૨૦૫) જેમ સાધનો વિશેષ તેમ આત્મબળની હાનિ છે.

(૨૦૬) દરેક નાના પણું સમાઈ જાય તોજ મોટાપણું પ્રાપ્ત થાય છે.

(૨૦૭) અજવાળી રાત્રિ જેટલો આનંદ આપે છે તેટલોજ અંધારી રાત્રિનો પરિતાપ છે.

(૨૦૮) સરળ માર્ગ હોય ત્યાં સુધી તે તરફ લાગણી રહેતી નથી.

(૨૦૯) અમુક શક્તિઓ કેળવાય અને બાકીની અવાવરે પડી રહે તેવી કેળવણી ન હોવી જોઇએ.

(૨૧૦) જીવનમાં ધાર્મિક તત્વો સમજવાને સંયમની જરૂર છે.

(૨૧૧) નીતિ વગરની સુધારણા ગમે તેવી સરસ હોય પણ તે અફળ છે.

(૨૧૨) કચરો—પૂંજો સાફ કર્યા સિવાય કોઈ સ્થાને શુદ્ધિ નથી.

(૨૧૩) આગેવાનો સ્વાર્થી હોય ત્યાં પટલાઇ ઉંધી વળે છે.

(૨૧૪) કોઇ સ્થળેથી ખરી હકીકત મેળવવી હોય તો આગેવાનોમાં ભળી જાઓ.

(૨૧૫) જેઓ આગેવાનો સાથે મળતા રહે છે તેઓનું હરેક કામ પાર પડે છે.

(૨૧૬) મતામતથી નબળાઈ વધે છે અને હલકાંઓની

ગુલામગીરી કરવી પડે છે.

(૨૧૭) જો તું મતામતમાં તણાશે તો તારૂં ખરૂં સ્વરૂપ કદી નહિ જાણી શકે.

(૨૧૮) વગર પૈસે તમાસો જોવો હોય તો શાન્તિથી મતામતવાળાં મંડળોપર લક્ષ આપ.

(૨૧૯) મુરબ્બી જ્યાં સુધી કંઈપણ કહે ત્યાં સુધી ચુપકી રાખી બરોબર સાંભળો.

(૨૧૦) જેનો તું આશરો ઇચ્છે તેનો કોઇ દિવસ વિશ્વાસભંગ ના કરીશ.

(૨૨૧) તારામાં દયા જન્મે તો વિચાર કરવા ના રહીશ, નહિતો તારૂં ખરૂં સ્વરૂપ તું કદાચ ભૂલી જઇશ.

(૨૨૨) સારી આબરૂ મેળવવી હોય તો સ્વાર્થ વિસરીને દરેક કામ કર.

(૨૨૩) બોલવામાં ડહાપણ નથી પણ કામ કરી બતાવવામાંજ ખરૂં ડહાપણ છે.

(૨૨૪) જ્યારે એમ સમજાય કે નિરાધાર છો ત્યારે પ્રભુ તરફની અભય દિશા જણાશે.

(૨૨૫) જેને પ્રભુની સાચી ઓળખાણ છે તેને કશાથી બીક કે દુઃખ નથી.

(૨૨૬) આ લોકની કમાણીમાં આખરે તારી સાથે ફક્ત તારો ધર્મજ આવશે.

(૨૨૭) જો તું વાકું બોલીશ તો તારી ભાગ્ય રેખા વાંકી થઇ જશે.

(૨૨૮) નક્કી એમ સમજ કે તારો છેલ્લો વિસામો શ્મશાન ભૂમિ છે.

(૨૨૯) પૂર્ણ ભરેલા વાસણમાં જગા નથી તેમ જ્ઞાનીમાં અભિમાનને સ્થાન નથી.

(૨૩૦) ગુરૂની ઉત્તમ પ્રકારે સેવા બજાવનાર ઉત્તમ જ્ઞાનના અધિકારી બને છે.

(૨૩૧) અંધકાર મટાડી તેજ ભરનારા ગુરૂઓને સાષ્ટાંગ નમસ્કાર કરવા.

(૨૩૨) માયિક પ્રેમ વસ્તુ સમિપ વધે છે અને દૂર જતાં ઘટે છે. તે શુદ્ધ પ્રેમનુંજ વર્ગીકરણ છે.

(૨૩૩) ખપ વખતે જે કંઈ વગર માગ્યે મળે તેથી ઉત્તમ બીજું શું ?

(૨૩૪) કોઈની મંગાવેલી વસ્તુ સારી હોય તો પણ તે આપણી નથી માટે ન લેવી જોઇએ.

(૨૩૫) બારોબાર ઉઠાવી જવાની ટેવથી ખરેખર હલકાપણું પ્રાપ્ત થાય છે.

(૨૩૬) જે આપણી ચીજ નથી તે ઉપર કદી હક સાબિત કરવા ન જવું.

(૨૩૭) મૂર્ખ—અજ્ઞાન હોય છે તેજ પોતાનો ઈરાદો પારકી ચીજ ઉપર રાખે છે.

(૨૩૮) મારી શી ગતિ થશે એ ધ્યાનમાં રાખી કોઇ કામ હાથમાં લેજો.

(૨૩૯) જેઓ સમય વિચારતા નથી તેઓ ઘણાજ પસ્તાય છે.

(૨૪૦) એક નિશ્ચય ન હોય તો એક પણ સારૂં કામ તમે નહિજ કરી શકો.

(૨૪૧) ઉપલકીઉં–કાચું જ્ઞાન કાચી હરતાલ પેઠે દુઃખ આપે છે.

(૨૪૨) પૈસાદાર અભિમાની અને તમા વગરના બને છે તે કરતાં ગરીબાઇ હજાર દરજ્જે સારી.

(૨૪૩) નોકરી–નાતજાત, સગાંવહાલાં અને કુટુંબની અણીમાં નમાલી છે.

(૨૪૪) પરાધીનને સુખની આશા સ્વપ્નવત્ છે.

(૨૪૫) રાજા થવા કરતાં ધર્માચાર્ય થવું ઉત્તમ છે.

(૨૪૬) એકદમ સહસા ન કરવું—શાંતિનાં ફળ અમૃત રૂપ છે.

(૨૪૭) વૃત્તિઓ હદપાર જાય ત્યારે સમજવું કે પેટમાં પાપી અન્ન પડેલું છે.

(૨૪૮) એક નિશ્ચયથી ગબડો તો એમ માનશો કે તમારૂં મન દુષ્ટ વાતાવરણમાં છે.

(૨૪૯) જેઓ અતિશય સ્નેહ દેખાડો કરે છે તેઓ દગાખોર હોય છે.

(૨૫૦) સ્નેહ દેખાડો એ સુધરેલું કપટ છે. બાકી ખરો સ્નેહ તો એની મેળેજ જણાઈ આવે છે.

(૨૫૧) લાંબી વાગૂઝાળમાં એમ સમજશો કે સપડાવવાનો

નક્કી પ્રયાસ છે.

(૨૫૨) ન્યાયશાસ્ત્ર નહિ જાણનાર અનુભવ વગરના શિક્ષકો ખરેખર કિંમતી રત્ન નથી.

(૨૫૩) હસીને વાત કરવી એ મૂર્ખતાનું લક્ષણ છે.

(૨૫૪) નિશ્વાર્થ પ્રેમમાં ખરો આનંદ તો પોતેજ અનુભવી શકે છે.

(૨૫૫) માણસ પાકી સમજણ વગર જે કામ કરે છે તેજ ઉછાંછળાપણું છે.

(૨૫૬) એક વખત પગે ચાલી લાંબી મુસાફરી કર્યાવગર સાચો અનુભવ નથી.

(૨૫૭) ઝાડોની ઘટામાંથી અમૂલ્ય જ્ઞાન મળે છે.

(૨૫૮) જંગલ નવા વિચારોને આશ્વાસન આપે છે.

(૨૫૯) રમુજ ખાતર કંઈ જોવું હોય તો સઘળી બાજુથી શરીરમાં જુઓ.

(૨૬૦) પ્રારબ્ધ વશ થતાં આનંદ માનવો જોઈએ.

(૨૬૧) નુંકસાનીથી દિલગીર ન થતાં જે થાય તે સારાને માટેજ માની લેવું.

(૨૬૨) બેઉ બાજૂના વિચારો તપાસતાં અંતઃકરણ ના પાડે તે કામ કરવું નહિ.

(થ૬૩) દવાખાનામાં દર્દીઓની મુલાકાત લેતાં પોતાના શરીરની કિંમત જણાશે.

(૨૬૪) તળાવની અંદરની સૃષ્ટિ જોતાં જગતકર્ત્તા તરફ

પૂજ્યભાવ થશે.

(૨૬૫) એમ નહિ ધારતા કે મારા જેવું કોઈ નથી.

(૨૬૬) ઘડી ઘડીની છાંયડીમાં સૌ ઉજળાં અને અંધારેલાંજ છે.

(૨૬૭) તમારૂં મગજ ભમતું હોય તો શા માટે આકાશમાં જોતાં નથી? આકાશમાં આધાર વગરના ભમતા તારાઓ સત્ય-નિયમ પૂર્વકજ ભ્રમણ કરે છે.

(૨૬૮) જ્યાં નિર્દયપણે ખુશીથી વર્તાય છે ત્યાંજ કાળાકેર થાય છે.

(૨૬૯) પરોપકાર એજ જીવનનો ખરો ઉપયોગ છે.

(૨૭૦) ભલાઇ ચહાઓ અને દરેકમાં વસો.

(૨૭૧) પરમાત્મા ઉપર જેણે સર્વસ્વ રાખ્યું તેને ચિંતા નથી.

(૨૭૨) પુણ્યથી પાપ બળે છે અને પાપથી પુણ્ય બળે છે.

(૨૭૩) દરરોજ સાફ કરતાં પણ શરીરમાં ગંદકી તો હોય છેજ.

(૨૭૪) ઉપવાસથી વિકારો શાંત થાય છે.

(૨૭૫) રોગ વિકારોનું પરિણામ છે, અને વિકારો ઇંદ્રિઓનો બહેકાટ છે.

(૨૭૬) ઠરાવ પ્રમાણે ચાલવામાં કાયર હો તો અધવચ રહેવું પડશે.

(૨૭૭) આપણું કામ બરાબર સમજ્યા તો પછી સમજીને બેસી ન રહેવું.

(૨૭૮) સોબતથી રૂપ-રંગ-ગુણ-ધર્મ સૌ બદલાય છે.

(૨૭૯) શા સારૂ વેર કરવું? જીંદગી ક્ષણિક છે અને ભરોસો કોઈનો પણ નથી.

(૨૮૦) વખત ગુમાવ્યા પછી ઉતાવળ કરવાથી બમણો વખત લાગે છે.

(૨૮૧) થતા રોગનો ઉપાય કરવામાં ઢીલ ન રાખવી.

(૨૮૨) હાથમાં લીધેલું કામ ગમે તેમ કરીને પાર પાડવું.

(૨૮૩) બહારથી મેલા રહેવાથી અંદરની વૃત્તિઓ પણ મેલી થાય છે.

(૨૮૪) શુભ કામ કરવા માટે વિલંબ કરવો નહિ.

(૨૮૫) વૈદો—હકીમો કાંઈ જીવ ઘાલી શકતા નથી. માત્ર આધાર રૂપ વિશ્વાસ જીતે છે અને કરવા યોગ્ય કરેછે.

(૨૮૬) દેવ—દેવીની માનતા અવશ્ય ફળે છે, પણ સાચો વિશ્વાસ જોઇએ.

(૨૮૭) અણીના પ્રસંગે દેવોજ આપણને મદદ કરે છે.

(૨૮૮) જ્યારે દરદ થાય ત્યારે આરામ લ્યો અને ઉપાય શોધો.

(૨૮૯) આજુબાજુ ગંદકી હોય તો નક્કી એમ સમજશો કે રોગ આપણી શોધ કરે છે.

(૨૯૦) જે કંઈ મફત મળે તેથી રાજી ન થશો કેમકે તેમાં સાચી ઓળખાણ નથી.

(૨૯૧) બીજાઓ સાથે તમે સાચા થાઓ એટલે તેઓ તમારા થશે.

(૨૯૨) કુટુંબમાં ક્લેશ સળગાવવાની પહેલ કદી કરશો નહિ.

(૨૯૩) મનને કાટ ચઢવા ન દેશો. નવરા રહેવાથી મન ઉપર કાટ ચઢી જાય છે.

(૨૯૪) ભલે ચૂકે કોઇ વ્યસન કરશો નહિ. ગળે પડતાં નક્કી તેથી મોત થશે.

(૨૯૫) વસ્તુ માત્રની છાયાઓ વસ્તુની સાથે સાથેજ ફરે છે.

(૨૯૬) ખરાબ ટેવની અસર માણસપર જલદી થાય છે.

(૨૯૭) વેર વાવીને કોઇ સુખી થયું નથી.

(૨૯૮) ઘણીખરી બાબતમાં આપણે ઉપરનો દેખાવ જોઈ લલચાઇએ છીએ.

(૨૯૯) પોતે પોતાની જાતને કેટલીવાર છેતરી છે તે બરાબર તપાસો.

(૩૦૦) વગર વિચાર્યે કંઇ બોલી જશો નહિ.

(૩૦૧) તમે જે ધર્મ પાળો તેનું રહસ્ય બરાબર સમજો. અમુક વ્યક્તિઓના દોષ માટે ધર્મની નિંદા ન કરો.

(૩૦૨) તમને તમારો ધર્મ ન રૂચે તો બીજા અનેક ધર્મો તૈયાર છે. પરંતુ મહત્ત્વ વિચારીને તમારે કંઇ પણ કરવું.

(૩૦૩) કોઇને માઠું લાગે તેવુ બોલતાં ઘણી દિલગીરી રાખશો.

(૩૦૪) પરમાત્માની કૃપા વડેજ દરેક કામ બને છે.

(૩૦૫) સત્યની ખાતર જીંદગી તજતાં વાર ન લગાડો.

(૩૦૬) નિમિત્ત કોઇ જાણી શકતું નથી અને કોઈથી અ-

ટકાવી શકાતું નથી.

(૩૦૭) દયા કરવામાં જાત જોવી નહિ, પણ જરૂરીઆત જોવી.

(૩૦૮) જો શુદ્ધ પ્રેમ હોય તો જેવું ને જેટલું દુઃખ પોતાનું તેવુંજ બીજાનું પણ હોઈ શકે.

(૩૦૯) સાધુ પુરૂષો પાસે જતાં તેમનાં પરમાણુંઓજ આપણને અસત્યથી દૂર થવાનુ સૂચવે છે.

(૩૧૦) પાપ ઢાંકી રાખવું એ ફરી પાપ કરવાની તૈયારી સમજવી.

(૩૧૧) વાસના મુજબ દેહની કળામત થાય છે.

(૩૧૨) હંમેશ પોતાની નજર પોતાની સ્થિતિ સામે રાખીને કામ કરવું.

(૩૧૩) હલકી વસ્તુઓ તરફ નજર જતાં મોટાની મોટાઈ જણાય છે.

(૩૧૪) આવવું જવું એ પ્રસંગ ઉપર આધાર રાખે છે.

(૩૧૫) ખાલી દમામથી માત્ર થોડી મુદ્દતજ પ્રતિષ્ઠા રહે છે.

(૩૧૬) દબદબો વધારવા માટે પોતાની જાતનાં ખોટાં વખાણ કરવાં નહિ.

(૩૧૭) બહાર મોટા દેખાવા માટે પોતાની ખરી સ્થિતિ છુપાવશો નહિ.

(૩૧૮) ગંદકીમાં સંડચા કરવું તે કરતાં જંગલમાં રહેવું સારૂં.

(૩૧૯) બળતરા ઉગ્ર ઘસારો છે જેથી તેજની હાનિ થાય છે.

(૩૨૦) છતી શક્તિએ ભીખ માગવી એથી વિશેષ ની-
ચતા કઈ ?

(૩૨૧) વખાણ થવાની ખાતર ખર્ચ ન કરવું પણ પવિત્ર
લાગણી માટે કરવું.

(૩૨૨) જરૂર હોય તેને વગર માગ્યે આપવું એજ
ખરૂં દાન છે.

(૩૨૩) દરરોજની કમાણીમાંથી કંઇક બચત રહે તેટલું
ખર્ચ થવું જોઇએ.

(૩૨૪) ભલે આબરૂ જાય પણ દેખાદેખી વિશેષ ખર્ચ
તો નજ કરવું જોઈએ.

(૩૨૫) માન વધવાની ખાતર કોઇને ખોટું ઉત્તેજન
આપવું નહિ.

(૩૨૬) સત્યની સામે મહાન રાક્ષસી બળપણ નકામુંજ છે.

(૩૨૭) નજીવી બાબતો જ્યારે મોટું રૂપ ધારણ કરે છે
ત્યારે નવાઈ લાગે છે.

(૩૨૮) જ્યારે હદ બહાર બોલી જવાય ત્યારે શાન્ત
રહેવું સારૂં.

(૩૨૯) આપણા રાજા અને રાજ્યના ભલા માટે આપણે
દરરોજ ખરા દિલથી પ્રાર્થના કરવી જોઇએ.

(૩૩૦) અજ્ઞાની સાથે અજ્ઞાની થવામાં ઘણું શિખવાનું
મળે છે.

(૩૩૧) જો ઘણાંને લાભ થતો હોય તો આપણી એક જીંદગી ભલે નાશ પામો.

(૩૩૨) સૌને સારૂં લાગે તેવું બોલવું એજ આપણી શોભા છે.

(૩૩૩) વખત આવ્યે દરેકનો ખપ પડે છે, અને વખતે દરેક મોઘું થાય છે.

(૩૩૪) જીંદગી બહુ વહાલી ગણીશ તો સત્ય પાળી શકીશ નહિ.

(૩૩૫) સારૂં પરિણામ આવતાં પહેલાં ખરાબાત ભોગવવાની જ છે.

(૩૩૬) નિંદા સાંભળતી વખતે કાનને બ્હેરા કરતાં શીખો.

(૩૩૭) લાલચને વશ થતા પહેલાં મનને સજ્જડ દોર વડે બાંધો.

(૩૩૮) જ્યાં જ્યાં દુઃખ થાય ત્યાં નક્કી પ્રભુનાં દર્શન વહેલાં થાય છે.

(૩૩૯) જે પોતાની સ્થિતિ સામે નજર રાખતો નથી તે પાયમાલ થવાનો જાણવું.

(૩૪૦) મદાંધને પાતાળનું છેલ્લું પડ જોતાં વાર શી

(૩૪૧) અન્યાય સહન કરવો પણ અન્યાયી ન થવુ.

(૩૪૨) સત્ય વસ્તુનો લાભ થતો હોય તો હજારો માઈલ દોડવું પડે તેની ફીકર ન કરો.

(૩૪૩) જો બીજાના હિતનો વિચાર કરતા હો તો પોતાને જરૂર ભૂલી જશો.

(૩૪૪) વ્યસન છોડવાનો સહેલો ઉપાય એજ કે વ્યસનોથી દૂર રહેવું; અને મનને કબજે રાખવું.

(૩૪૫) ધિક્કારની લાગણી સ્નેહની પરિસિમા છે.

(૩૪૬) મનની ગતિ પારાના જેવી ચપળ છે.

(૩૪૭) મનની લગામ તેજ કાર્યની દિશા છે.

(૩૪૮) કોઈની ખોટી નકલ કરી રાજી થશો નહિ.

(૩૪૯) જે તમે માનતા નથી તે બીજાને બળાત્કારે મનાવવામાં મઝા માનશો નહિ.

(૩૫૦) સવારે વહેલા નહિ ઉઠનાર દરિદ્રી થાય છે.

(૩૫૧) શા માટે ઝેર ખાઓ છો ? વ્યસન એજ મીઠું ઝેર છે.

(૩૫૨) ચોતરફ નજર કરી વિચારો પછી તમારૂં કામ હાથમાં લ્યો.

(૩૫૩) દરરોજ પરલોક માટે શું કર્યું તે લક્ષમાં રાખો.

(૩૫૪) કામ કરનારી દુનિઆમાં આપણું દરેક કામ નિમિત્તરૂપ છે એમ બરોબર માનો.

(૩૫૫) શાંતિમાં હો તે વખતે પાછલી જીંદગીને મનન કરી જશો.

(૩૫૬) બહારની ખાલી ટાપટીપમાં જે ખર્ચ કરો તે ગયા

ખાતે સમજવું.

(૩૫૭) ખરો અનુભવ મેળવવો હોય તો એક ગરીબ પ્રમાણે મુસાફરી કરો.

(૩૫૮) સાચું બોલતાં દુઃખ થાય તે વેઠો પણ જૂઠનો તિરસ્કાર રાખો.

(૩૫૯) જ્યાં કશી વાતનો નિયમ નથી ત્યાં લાભ કે મદદની આશા ન રાખવી.

(૩૬૦) અંધકારમાં હો ત્યાં સુધી અથડામણ રહેશે.

(૩૬૧) તમારે કોનું કેટલું દેવું છે તે નજર સામે ખડું રાખજો.

(૩૬૨) અભણ માણસોને હલકા ન ગણો.

(૩૬૩) કોઈ માટે એકદમ હલકો મત જેઓ બાંધે છે તેઓજ હલકા હોય છે.

(૩૬૪) અત્યંત દિલગીરીમાં હો તો નવરા ન રહેશો.

(૩૬૫) કોઇની ભૂલ કાઢી રાજી ન થાઓ, પણ ભૂલ સુધારી આનંદ પામો.

(૩૬૬) ખાલી પંચાત કરવામાં ઘણીજ શરમ આવવીજોઇએ.

(૩૬૭) પાણીદાર મોતી જેવું મન મોટા મોટા હથોડા ખમી રહેલું હોય છે.

(૩૬૮) જેને કામ કરવું હોય તેને બહાનાં આપવાનાં હોય નહિ.

(૩૬૯) બહુ બોલવામાં બહુ નિસાસા ભરવાના; કેમકે શ્વાસ બળ મંદ પડી જાય છે.

(૩૭૦) જેઓ સમજે તેમને સોટીની જરૂર નથી.

(૩૭૧) વગર સમજ્યે જેઓ ખોટી હઠ કરે તેમના બુરા હાલ થાય છે.

(૩૭૨) હરેક વસ્તુ સમયસર અને યોગ્ય સ્થળેજ શોભે છે.

(૩૭૩) જેઓ ઉડાઉ હોય છે તેમને નાણાંની કિંમતજ નથી.

(૩૭૪) અનુભવ વગરનું બોલવું તે બકબકાટ છે.

(૩૭૫) ગરીબાઇ જોઈ હાંસી ન કરો પણ દયા કરો.

(૩૭૬) અજ્ઞાનને ન હસો પણ અજ્ઞાન મટાડવા પ્રયત્ન કરો.

(૩૭૭) નિરાશા નામર્દનેજ હોય છે. આશા વગર કંઇપણ બની શકે નહિ.

(૩૭૮) સ્વાર્થ સબળ ને આંધળો છે.

(૩૭૯) નિયમ વગર કોઇ કામ સારૂં થાય નહિ.

(૩૮૦) કામ વગરના તેજ નકામા જેવા ગણાય.

(૩૮૧) જેની ચાલ સાપ જેવી વાંકી હોય તેને ઝેરથી ભરેલા સમજો.

(૩૮૨) ખાલી થયા પછી ભરાતાં વાર લાગે ભરેલું વિચારીને ખાલી કરો.

(૩૮૩) છેવટ સુધી પોતાનું આત્મબળ કસી જોવાની ટેવ પાડવી.

(૩૮૪) પૂછયા વગર કંઇ કહેવું તે ભયંકર આફત સમાન છે.

(૩૮૫) કેવા હેતુથી કામ થાય છે તે જરૂર શોધી રાખવું જોઇએ.

(૩૮૬) નિર્દોષ હોવા છતાં કોઇ આળ ચઢે તો દિલગીર થવું નહિ.

(૩૮૭) કોઇના ઉપર આળ ચઢાવતા પહેલાં પોતાની સ્થિતિ તેવી રીતે જુઓ.

(૩૮૮) ખરાબ કામ કર્યા પછી પસ્તાવો થાય ત્યારે કોઈ પવિત્ર પુરૂષ પાસે જઈ પ્રતિજ્ઞા-લ્યો અને તે બરાબર પાળો.

(૩૮૯) નજીવું ગણતા પહેલાં તેના કામનું મહત્ત્વ તપાસો.

(૩૯૦) કોઇનું પાપ ઉઘાડશો નહિ અને પોતાનું પાપ ઢાંકી રાખશો નહિ.

(૩૯૧) જેનો ઉપયોગ હાલ નથી તેનાથી દૂર રહેવું સારૂં.

(૩૯૨) જે ઉપયોગી છે તેનું હરેક પ્રકારે રક્ષણ કરો અને તે વડે રક્ષાઓ.

(૩૯૩) ભૂલનું પરિણામ રોગ છે. કેટલીક વખત ફાયદા માટે પણ એકાએક દરદ થઈ આવે છે.

(૩૯૪) બીજાના પેટ ઉપર પાટું મારવાનો આપણને કોઈ જાતનો હક નથી.

(૩૯૫) શરીરને નિયમિત કસરત આપી ફરનાર માંદગીને આવતાંજ હઠાવી શકે છે.

(૩૯૬) રાંધેલું અનાજ વેચનારા નાત જાત જોતા નથી, હશે તો કોઈ જવલ્લેજ.

(૩૯૭) ગુનો કર્યા પછી ગુનેગાર ગણાતાં શરમાવું નહિ.

(૩૯૮) દરેકને તેના દરજ્જા પ્રમાણે માન આપતાં વિલંબ ન કરો.

(૩૯૯) રોગ–દુઃખ એતો પ્રભુથી ઓળખાણ છે. જે આપણાં પાપોનું સ્મરણ કરાવી દરેક રીતે શુદ્ધ થવાનું સૂચવે છે.

(૪૦૦) કોઈની ચાલતી ગતિ નહિ અટકાવવા લક્ષ રાખજો.

(૪૦૧) કોઇની અવળી ગતિ કારણસર બદલવાની જરૂર પડે તો એકદમ આઘાત થાય તેમ ન કરો પણ પ્રેમથી શાંત રીતે તેમાં સુધારો કરજો.

(૪૦૨) જ્યાં કુસંપ હોય ત્યાં સુખ મળે તેમ હોય તો પણ ન રહેશો.

(૪૦૩) કોઇનું ભલું કરતાં સ્વાર્થ ન રાખશો કેમકે સ્વાર્થમાં ભલાપણું તણાઇ જાય છે.

૪૦૪) રોજ નવું શું કર્યું તેનો વિચાર કરો.

(૪૦૫) પોતાની ભાવના હંમેશ ઉંચી રાખવી અને તેથી ભ્રષ્ટ થવું નહિ.

(૪૦૬) હલકા વિચારો આવતાંજ દબાવી દેવા. જાણી જોઇ કોઇ હલકી વર્તણુંક ચલાવવી નહિ.

(૪૦૭) કોઇ અંતઃકરણને સળગાવી રાજી ન થશો, તે તાપ તમને પણ લાગશે.

(૪૦૮) ભણવાથી નિખાલસપણું મળે છે એમ ન સમજવું એ તો સત્સંગનીજ બલિહારી છે.

(૪૦૯) માંદા ન હો ત્યાં સુધી તમારી ચાલ ઝમઝમાટ ભરેલી•હોવી જોઇએ.

(૪૧૦) જેમ બને તેમ ઓછાં સાધન રાખી વર્તવું કે આત્મશક્તિ બહાર આવે.

(૪૧૧) નાસીપાસ થતાં પ્રભુતા હાથ લાગે છે.

(૪૧૨) પોતાની જાતને ધિક્કારીને કોઇ ધંધામાં ન જોડાશો.

(૪૧૩) કૃત્રિમ ખૂબસુરતીને પસંદગી ન આપો પણ આન્તર શુદ્ધિ માટે મગરૂર રહો.

(૪૧૪) પોતાન. કામમાં એક તાર થઈ ગયા તો તે વખતે સ્વર્ગનું સુખ પણ તૃણવત્ છે.

(૪૧૫) માનપૂર્વક બોલવાની ટેવ હંમેશાં આનંદ આપનારી છે.

(૪૧૬) કોઇનો તિરસ્કાર કરતા પહેલાં તેના ગુણોને યાદ કરી જવા.

(૪૧૭) દઢનિશ્ચય ન હોય તેવા કામમાં તન મન ધનનો

વ્યર્થ ઉપયોગ કરશો નહિ.

૪૧૮) કઠકપણે કામકાજ કરો પણ બીજાને માટે તમે કઠક જણાઓ તેમ ન કરો.

(૪૧૯) ગુનેગારની હાજરી હંમેશાં વાગતે ઢોલેજ લેવાય છે.

(૪૨૦) જો તમે પ્રેમાળ હશો તો તમારા પ્રત્યે દરેક પ્રેમી બની જશે. આત્માની ઇચ્છા પ્રમાણે દરેક આપણુને અનુસરે છે.

(૪૨૨) સત્યકામમાં વિલંબ અને અસત્ય કામમાં ઉતાવળ કદી કરવી નહિ.

(૪૨૩) પાપ કરવું હોય તો નવરા રહો એટલે એની મેળેજ પાપી થશો.

(૪૨૪) શત્રુઓનું ભલું ચાહતાં શીખો એટલે પ્રભુ તમારી સહાયમાં સદા તૈયાર જ છે.

(૪૨૫) નાદાનની સાથે તારી હુંશિઆરી કદી ન દેખાડીશ.

(૪૨૬) જોતું ઉમ્મર લાયક હોય પણ વૃદ્ધો આગળ છેક નાનો થજે.

(૪૨૭) મનને કામમાં નહિ રોકો તો તે ગમે ત્યાં ભટકશે.

(૪૨૮) અનીતિની સહાય મેળવી સુખી થવાનો લોભ કદી ન રાખીશ.

(૪૨૯) કોઈ વખત વિચાર પહેલાં જીભ ચલાવવી નહિ.

(૪૩૦) અણગમતી વસ્તુ પણ સમયે ગમતી થાય છે.

(૪૩૧) પરોપકાર કહી બતાવવો નહિ.

(૪૩૨) મુશ્કેલી એજ માણસની નવી દિશા છે.

(૪૩૩) બીકવાળાને બે ગાઉ વધારે ચાલવું પડે છે.

(૪૩૪) જ્યાં વળે નહિ ત્યાં નકામો બડબડાટ શો?

(૪૩૫) વિચાર વગર ગમે તેમ બોલવાનો આપણને શો હક છે?

(૪૩૬) વ્યવસ્થા સારી ન હોય ત્યાં કુસંપનો વાસ છે.

(૪૩૭) દેખરેખ વગર વ્યવસ્થા કડાકૂટ વાળી બને છે.

(૪૩૮) બંધારણ નક્કી થતાં મુશ્કેલીઓ દૂર જવા માંડે છે.

(૪૩૯) જે દિવસે ઇશ્વર ભજન ન થાય તે દિવસ નકામો સમજ.

(૪૪૦) શત્રુભાવ ન રાખે અને અયોગ્ય ન સાંખે તેજ ખરો કુટુંબી છે.

(૪૪૧) વ્યાપાર સિવાય લક્ષ્મી નથી, લક્ષ્મી સિવાય માન નથી અને સન્માન વગરનું જીવતર મિથ્યા જણાય છે.

(૪૪૨) અસંખ્ય શક્તિઓનો વિસ્તાર પરમાત્મા: છે.

(૪૪૩) કારણ વગર કોઈ કોઇ મહાત્માઓ હસતાજ હોય છે.

(૪૪૪) મીઠું મીઠું બોલનારા બડા ઉસ્તાદ અને પ્રપંચી હોય છે.

(૪૪૫) દાન કરનારને અલૌકિક લાભ થાય છે.

(૪૪૬) શુદ્ધ પ્રેમથી નમસ્કાર કરતાં અવશ્ય શિખવું જોઈએ.

(૪૪૭) કામ કરવામાં કાયર ગણાશો તો કીડી આગળ પણ તમારો હિસાબ નથી.

(૪૪૮) ઉપાધિઓ સામટીજ આવે છે કે જેથી બધી તરફનું અંધારૂં દૂર થઈ જાય.

(૪૪૯) ધારવા કરતાંએ વાસ્તવિક હોય તેજ બન્યે જાય છે.

(૪૫૦) જેઓ મિતાહાર નથી રાખતા તેઓ વૈદ્યોની કમાંણી છે.

(૪૫૧) ઉપજ નથી–ઉપાય નથી તેનો વળી નાહક શોક શો ?

(૪૫૨) એકવાર અવળે રસ્તે પસ્તાયા તેમાં ફરીથી પહેલ કરવી નહિ.

(૪૫૩) વખત ગુમાવ્યા પછી બળાપો કરવો નકામો છે.

(૪૫૪) ઇચ્છાઓને અનીતિમાં જતી અટકાવવી એજ ખરૂં તપ છે.

(૪૫૫) સંબંધમાં આવતા સંબંધીઓના ગુણદોષ તપાસી જોવાની ટેવ રાખવી.

(૪૫૬) જો જ્ઞાન મેળવવું હોય તો તારા અજ્ઞાનને સમજવા યત્ન કર.

(૪૫૭) જ્ઞાનનો મદ ન રાખો. જેમ જ્ઞાન મળે તેમ નમ્ર બનો.

(૪૫૮) સાધનો મેળવી કામ પુરૂં થયા પછીજ જાહેરમાં મૂકો.

(૪૫૯) હું આમ કરીશ તેમ કરીશ એવો બકવાદ કરવાથી ફળ નથી.

(૪૬૦) જ્યાં મુશ્કેલી આવી પડે ત્યાં ઉભા રહી શાંતપણે

વિચાર કરો.

(૪૬૧) મુશ્કેલી ન ખસેડી શકાય ત્યાં સહનશીલપણે ઉદ્યમ કર્યા કરો.

(૪૬૨) રખડતાં માબાપો પોતાનાં બચ્ચાંઓ માટે શું હિત વિચારશે ?

(૪૬૩) મન વગરનું મળવું તે ન મળ્યા બરોબર છે.

(૪૬૪) નિંદા સાંભળતા પહેલાં નિંદાખોરની વર્તણુંક જરૂર તપાસો; કેમકે આજે તમે સાંભળી રાજી થશો પણ કાલે તમને પણ છોડશે નહિ.

(૪૬૫) કદીએ તમે હદથી વધારે ન જમો. જેઓ હદુપરાંત જમે છે તેઓ પોતાની હદમાં રહેલી શક્તિનો જરૂર નાશ કરે છે.

(૪૬૬) જેઓ પોતાની મિલ્કતથી બેદરકાર રહે છે તેઓની મીલ્કત નથી.

(૪૬૭) બહુરૂપી જેવો વેશ ભલે રાખો પણ મૂળરૂપ બદલાશેજ નહિ.

(૪૬૮) મોજશોખમાં દયા ભૂલી જવાય છે દયાળુ મોજશોખને ચહાતા નથી.

(૪૬૯) જ્યાં એક નિશ્ચય ન હોય ત્યાં ખાલી તમાસા ઘણા હોય છે.

(૪૭૦) મહાપુરૂષોની જીંદગી નવાઈ ભરેલી હોય છે

જેથી તરતજ નમવાની જરૂર પડે છે.

(૪૭૧) મોટાવૃક્ષનો આધાર મળે તે સાથે પવનના સપાટા પણ વધારેજ સહેવા પડશે.

(૪૭૨) મોટા ગણાવા ઇચ્છનારે નાનાઓનું માન બરોબર સાચવવું.

(૪૭૩) એમ સમજો કે આખી દુનિઆ સાથે આપણે કામમાં છીએ.

(૪૭૪) કામ કર્યા સિવાય કોઇ સ્થળે ફત્તેહ નથી.

(૪૭૫) પોતાનાથી બની શકે તેવું કામ બીજા ઉપર ન રાખો.

(૪૭૬) બીજાથીજ બની શકે તેવું કામ પોતાની શકિત આંકીને કરો.

(૪૭૭) જો તમે વ્યસની હો તો કામ કરો ત્યાં સુધી તેનો ત્યાગ કરશો

(૪૭૮) ગધેડાની સાથે ગધેડા ન બનો એટલું ખુબ યાદ રાખો.

(૪૭૯) સારામાં સારૂં કામ શી રીતે થાય તેનો વારંવાર વિચાર કરીને ચાલો.

(૪૮૦) ઉપરી સાથે બોલતાં વિવેક બહાર ન જવા ખૂબ ધ્યાન આપવું જોઇએ.

(૪૮૧ તમારો અધિકાર બરોબર સમજો અને તે પ્રમાણે ચાલો.

(૪૮૨) જેઓ પ્રભુને પોતાનો ગણે છે તેમને લવલેશ દુઃખ નથી.

(૪૮૩) અધિકારી થયા વગર કંઇપણ મળશે નહિ.

(૪૮૪) સૂર્ય સામે ડોળા કાઢવાથી શું ફળ ?

(૪૮૫) પાછળ યોગ્ય વારસ ન હોય તો દોલત ન મૂકવી સારી.

(૪૮૬) પોતાની પાછળ દોલત મૂકી જનારાએ યોગ્ય પાત્રો પણ નીમી જવાં જોઇએ.

(૪૮૭) જેને ગુણની કદર નથી તેની પાસે યાચના કરવી તેથી મરણ હજાર દરજ્જે સારૂં.

(૪૮૮) એક કોડી પણ મહેનત વગર મળવી મુશ્કેલ છે.

(૪૮૯) પૂજ્યભાવ ન હોય ત્યાં સલાહકાર ન થવું.

(૪૯૦) અંતઃકરણની પવિત્ર ઈચ્છાઓ એક દિવસ જરૂર ફળશે જ.

(૪૯૧) ગેરહાજરીમાં નુંકસાન થાય તેનો ઉપાય નથી.

(૪૯૨) કોઇ ગુનો છુપાવવો એ બમણા ગુના બરોબર છે.

(૪૯૩) નીચ માણસો જો ભલાઈ સમજે તો દાવાનળ ભૂખે મરે.

(૪૯૪) મહાપુરૂષો કોઈની લાગણી દુઃભવતા નથી અને સત્ય જાળવી રાખે છે.

(૪૯૫) વસ્તુમાત્ર ઉપયોગી છે આપણે તેનો સંબંધ ખોળી

શકતા નથી.

(૪૯૬) જ્યારે બુદ્ધિ હદપાર જાય ત્યારે માણસને વાન-રમાં તફાવત નથી

(૪૯૭) કંજુસનાં નાણું જમીનમાં ઉધાઈને પણ કામ લાગતાં નથી.

(૪૯૮) સદ્‌ગુરૂ વિના અંતર મલીનતા સમજાતી નથી.

(૪૯૯) ભુલ કાઢનાર પર ક્રોધ ન કરો પણ ઉપકાર માનો.

(૫૦૯) શાંતમનથી વસ્તુમાત્રનો વિચાર કરવો અને બની ગએલા તથા બનતા બનાવો પર ભાવિ બનાવોનો વિશ્વાસ દૃઢ કરવો.

(૫૦૧) જગત મિથ્યા છે, સંબંધીઓ મિથ્યા છે, દ્રવ્ય ભૂમિ વગેરે જડરૂપો મિથ્યા છે અને દેહ પણ મિથ્યા છે એવી ભાવના દૃઢ થતાં સુધી દુનિઆંના દરેક વ્યવહારને યથાયોગ્ય સાચવી રાખવા અને આત્મસિદ્ધિની લાગણી પ્રબળ કરવી જોઇએ.

ॐ शान्तिरस्तु ।



શ્રી વિદ્યારણ્ય સ્વામીકૃત ગુજરાતીમાં સારી રીતે સમજાય તેવો વેદાન્તનો અપૂર્વ ગ્રંથ.

# પંચદશી.

વેદાન્ત વિના હિંદુસ્તાનનો ઉદ્ધાર નથી. ધાર્મિક જીજ્ઞાસુઓને વેદાન્તનુ તત્વજ્ઞાન થવા માટે આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે.

સંસ્કૃત શ્લોકોના મૂળાર્થ તથા આખાં પ્રકરણોના ભાવાર્થ ગુજરાતીમાં સારી રીતે સમજાય તેવી સરળતા કરવામાં આવી છે, એટલે સાધારણ જ્ઞાનવાળાને પણ સમજણ પડી શકે છે.

બ્રહ્મજ્ઞાન—સચ્ચિદાનંદ પ્રાપ્ત કરવાનો ઉત્તમ બોધ હોવાથી વિદ્વાન વર્ગમાં આ ગ્રંથ સારી રીતે વખણાએલો છે. પૃષ્ટ--આશરે ૭૦૦, કિંમત ફક્ત રૂ. ૨-૮-૦

લેખક.

## ભટ્ટ પુંજાભાઈ સોમેશ્વર.

હાઈકોર્ટ પ્લીડર—ખેડા.

મળવાનું ઠેકાણું—

( ૧ ) ગ્રંથ કર્ત્તા— ખેડા.

( ૨ ) પ્રભુલાલ ત્રિભુવનદાસ પંડયા.

રાયપુર કાચવાડો ઘર નં.૭૭૮ અમદાવાદ.

( ૩ ) જાણીતા બુકસેલરો.